# કેમ રેવાય






જયચંદ તલકશી એન્ડ સન્સ હૉર્નબી રોડ મુંબઈ

શિશુ સાહિત્યમાળા પુષ્પ ૨૧ મું.

# કેમ રહેવાય?

લેખક

ગિજુભાઈ.

પ્રકાશક:
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઈ.

કિંમત બે આના.

આવૃત્તિ પહેલી. ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા

સંપાદક

વજુભાઇ દવે

એલિસબ્રિજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

# રેલગાડીમાં.

સારો માણસ ડબ્બામાં થૂંકે નહિ.

સારો માણસ ડબ્બામાં કચરો પાડે નહિ.

સારો માણસ ડબ્બામાં પાણી ઢોળે નહિ.

સારો માણસ કચરો પડે તે વાળી નાખે.

સારો માણસ વધારે જગા દબાવે નહિ.

સારો માણસ કોઇને ઊભાં રહેવા ન દે.

સારો માણસ છોકરાં બૈરાંને પહેલાં બેસાડે.

સારો માણસ કોઈની જગા ન લઇલે.

સારો માણસ કોઈનો સામાન આઘો કરે નહિ.

સારો માણસ માંદાને સૂવાડે.

સારો માણસ બાળકોને સૂવાડે.

બાળકો, માંદાઓ પોતાનાં હોય કે બીજાનાં હોય, એનું એને કાંઈ નહિ.

સારો માણસ બધાની કાળજી રાખે.

સારો માણુસ જગા માટે બાધે નહિ.
સારો માણુસ સૂતેલા ઉપર બેસે નહિ.
સારો માણુસ બેઠેલાને ઊભા કરે નહિ.
સારો માણુસ સારી વાણી કાઢે.

રેલવે પણ એક ઘર છે. થોડીવાર તો સૌ કુટુમ્બી છે.

રેલવેમાં સારીરીતે રહીએ.



# ન ઘૂસાય.

કોઈના ઘરમાં એમ ને એમ ન ઘૂસાય. બહાર બારણા પાસે ઊભા રહેવું. પછી બહારથી પૂછવું, ‘અંદર કોઈ છે કે?’

બારણું બંધ હોય તો ટકોરા મારવા. ધડ ધડ બારણા ભભડાવવા નહિ. ખણખણ



સાંકળ ખખડાવવી નહિ. મોટી બૂમો નાખી અંદરના માણસને બોલાવવું નહિ.

બારણા બહાર જોવું કે કાંઈ સૂચના છે.

લખેલી સૂચના પ્રમાણે વરતવું.

બારણા બહાર વીજળીનું બુતાન હોય તો દબાવવું.

એટલે ઘરની અંદર ટોકરી થશે. એટલે અંદરથી માણસ બહાર આવશે.

પછી એને પૂછવું.

કોઈ અંદરથી બહાર ન આવે તો પાછા જવું.

અને બહાર ટપાલની પેટી હોય તો તેમાં ચિઠ્ઠી નાખતા જવું.

એમને એમ મળવા જ ન જવું. પહેલાં સમય નક્કી કરવો.

પછી તો એ જ વખતે જવું.

પછી વહેલામોડા ન થવું.

# હરેક નદી કેટલી લાંબી ?



બધી નદીઓ લાંબી તો હોય છે પણ સરખી લાંબી નથી હોતી.

કોઈ નદી થોડી લાંબી.

કોઈ નદી લાંબી લાંબી.

કોઈ નદી તો લાંબી લાંબી તે લાંબી જ લાંબી.

હરેક નદીની લંબાઈ જાણો છો ?

આબુ કેટલી લાંબી ?
શેત્રુંજી કેટલી લાંબી ?
ઓજત કેટલી લાંબી ?
ભોગાવો કેટલો લાંબો ?
સાબરમતી કેટલી લાંબી ?
મહી નદી કેટલી લાંબી ?
તાપી નદી કેટલી લાંબી ?
નર્મદા નદી કેટલી લાંબી ?
ગંગા નદી, ગોદાવરી નદી,
યમુના નદી, સરસ્વતી નદી,
સિંધુ નદી, કાવેરી નદી,
તુંગભદ્રા નદી આ બધી નદીઓ કેટલી લાંબી ?
અને બ્રહ્મપુત્રા નદી કેટલી લાંબી ?
હિંદુસ્તાનમાં ઘણી નદીઓ છે.
કહો જોઈએ દરેક નદી કેટલી લાંબી.
લખો જોઈએ દરેક નદી કેટલી લાંબી.

# વારાફરતી.

રેલગાડીમાં કેમ ચડશો ?

વારા ફરતી
વારા ફરતી
વારા ફરતી.

બેઠાં હોય તેને ઊતરવાં દેવાં.
તેનો સામાન કાઢવા દેવો.
પછી આપણે બેસવું.

ઊતરનારો કહે હું ઊતરૂં.
બેસનારો કહે હું બેસું.
સામ સામે અથડાયા કરે.
એમ તે કાંઇ ઝટ બેસાય ?

ક્યાંતો પહેલાં ચડવા દેવું,
ક્યાંતો પહેલાં ઊતરવા દેવું
પણ ઊતરવા દેવું સારૂં.
ઊતરી જાય એટલે જગા થાય.

રેલગાડીમાં કેમ ચડશો?

વારા ફરતી
વારા ફરતી
વારા ફરતી.

 

# નદી.

નદી છે.

નદી ખળખળ વહે છે.

નદીમાં માછલાં છે.

માછલાં નાનાં છે અને મોટાં પણ છે.



માછલાં પાણીમાં તર્યાં જ કરે છે.

પાણીમાં તે રહે.

પાણીમાં તે ખાય.

પાણીમાં તે પીએ.

પાણીમાં તે ઊંઘે.

પાણી જ એનું ઘર.

પણ શ્વાસ લેવા માછલાં ઊંચું મોં કરે અને હવા લે.

ચોમાસે નદીમાં પૂર આવે છે.

ત્યારે નદી બે કાંઠે થઈ જાય છે.

ત્યારે નદી ઊંડી થઈ જાય છે.

ત્યારે એમાં તરવાની મજા પડે.

શિયાળે નદીનાં પાણી ઘટી જાય,

ત્યારે નદીનો પટ દેખાવા લાગે.

ત્યારે નદીનાં પાણી ઠંડાં થઈ જાય.

ત્યારે નદીનાં પાણી ચોખ્ખાં થઈ જાય.

ત્યારે નદી સહેલાઈથી ઊતરી શકાય.

ઉનાળે નદીનાં પાણી સૂકાઈ જાય. રેતીનો પટ મોટો મોટો દેખાય, અને પાણીનો તો માત્ર રેલો જ રહે.

ત્યારે નદીની શોભા નાસી જાય.

ત્યારે નદીનાં પાણી ગરમ થાય.

નાની નદીઓનું બધે આવું જ થાય, પણ મોટી નદીઓની વાત નોખી.

એનાં પાણી બારે માસ વહે.

એની મજા બારે માસ રહે.

# એમ દિ પૂરો થયો.



અંધારૂં અંધારૂં હતું.
હજી તો રાત હતી.
કૂકડો બોલ્યો.
કાગડો બોલ્યો.
સવાર પડયું.
સૂરજ ભગવાને કોર કાઢી.

ચારે કોર અજવાળું થયું.
સૂરજ ભગવાન અરધા નીકળ્યા.
અજવાળું વધવા માંડયું.



સૂરજ ભગવાન આખા ઊગ્યા.
અજવાળું અજવાળું ને અજવાળું.
પંખીઓ ચણવા ઊડયાં.
ઢોર સીમમાં ગયાં.
છોકરાં નિશાળે ગયાં.
ખેડૂત ખેતરે ગયો.
માણસો કામે લાગ્યાં.
આકાશે સૂરજ ચડવા લાગ્યો.

ચડતો ચડતો સૂરજ માથે આવ્યો.

પંખીઓ વિસામો ખાય.

ઢોર વિસામો ખાય.

છોકરાં ઝોકાં ખાય.

ખેડૂતો ભાત ખાય.

કામ બધું થંભી જાય.

સરજ ધીમે ધીમે આકાશે ઊતરવા લાગ્યો.

ઉગમણેથી તે ચડયો હતો,

આથમણે તે ઊતરતો હતો.

સૂરજ ઊતરતો ઊતરતો છેક નીચે ઊતર્યો.

સાંજ પડવાનો વખત થયો. છોકરાં નિશાળેથી છૂટી ગયાં. ખેતરેથી ખેડૂતો પાછા વળ્યા. પાણીઆરેથી પાણીઆરી પાછી ફરી. વટેમાર્ગુઓ ધર્મશાળા ભણી વળ્યા.

એમ કરતાં સૂરજ નારાયણ દેખાતા બંધ થવા લાગ્યા.

થોડાક બંધ થયા. અરધા બંધ થયા. પોણા બંધ થયા અને પછી તો માત્ર કોર રહી. એ કોર પણ ડૂબી ગઈ.

બસ સંધ્યા ખીલી. આકાશ અને પૃથ્વી

તાંબા જેવા લાલ અને સોના જેવા પીળા રંગથી ભરાઈ ગયાં. ચારેકોર સંધ્યાનાં તેજ ફેલાઈ ગયાં. પક્ષીઓ માળે ગયાં. ગાયો ગમાણે ગઈ. સાધુઓ મંદિરે ગયા. મંદિરોમાં ઘંટારવ થયા. પીરની દરગાહે લોબાન થયો.



પછી તો આકાશેથી અંધારાં ઊતર્યાં અને રાત પડી.

છોકરાં ઊંઘી ગયાં. દેવો પોઢી ગયા. થાકેલા ખેડૂતો હાશ કરીને લાંબા થયા અને ચોકીદારે ખોંખારો ખાધો. એમ દિ પૂરો થયો ને રાત શરૂ થઈ.

# ચાલો લપસીએ.



"ચાલો, ઇંદુબહેન, આપણે લપસીએ."
"ઇંદુબહેન, હું પણ આવું છું."

"ચાલો."

"પણ ઊભા રહો. આપણે વારાફરતી લપસવું."

"કોઈએ વચ્ચે ન આવવું."

"ચાલો હાર થઈ જઈએ."

"બસ હવે એક પછી એક લપસો."

"અને જે લપસી રહે તે છેલ્લું જાય."

* * *

"અહા આતો ભારે મજા આવે છે."

"લપસણું લીસું લીસું છે."

"અને આ રેતીમાં તો મજાનું પડાય છે."

"અને વારા ફરતીમાં બહુ મજા આવે છે."

"અરે ! હું તો દસ વાર લપસી ચૂકી."

"અને આ મારો તો અગિયારમો વારો છે."

* * *

"ચાલો હવે હાથ મોં ધોવાનો વખત થયો."

"ચાલો, ચાલો, ચાલો."

"લપસણા ! રામ રામ, રામ રામ ! કાલે આવશું હોકે !"

# બરાબર રાખો.

"કોઈનું કંઈ જડે તો આ પેટીમાં મૂકી જવું."

"પછી ?"

"પછી એના ખોનારાને દઈશું."

*  *  *

"લ્યો હવે પેટીમાંથી બધું કાઢો ને ખોનારાને આપો."

"ચાલો ભાઈ બેસી જાઓ."

કોઈનો રૂમાલ ખોવાયો છે?

હા, એ મારો છે.

લ્યો લઈ જાઓ.

કોઈની પેન ખોવાણી છે ?

"એ એ તો મારી છે."

"આ કોની ચોપડી છે ?"

"ભાઈ, એ મારી જ છે."

"લ્યો, ચાલો પેન, ચોપડી લઈ જાઓ."

ચાલો "આ કોનું? આ કોનું?"

આ મારું, આ મારું, આ મારું.

ખલાસ.

પણ જુઓ હવેથી ખોઈ નાખવાનું નથી.

રૂમાલ ખિસ્સામાં. પેન ખિસ્સામાં. બધું બરા
રાખો.

# કેમ બેસાય ?

"જીતુભાઈ, એમ એની જગાએ ન બેસાય."

"ત્યારે અમારે ક્યાં બેસવું ?"

"તમારી જગાએ."

"અમારી જગા ક્યાં છે ?"

"શોધી કાઢો. સાતમી જગા તમારી છે."

"ચંપકભાઈ, આતો બીજાની જગાએ બેઠા."

"અરે! હા, આતો ભૂલ થઈ."

"અરે મારી જગાએ જીવી બહેન બેઠાં છે !"

"બાપુ ભૂલ થઈ, લ્યો તમે બેસો તમારી જગાએ."

"અહો ! આજ તો આપણે બન્નેએ ભૂલ કરી."

"અને હવે આપણે એકેયે ભૂલ ન કરવી."

* * *

"પણ જુઓને શંકરભાઈ આતો ધક્કા મારે છે."

"એમ ના બેસાય. આમ ખસો. આ તરફ ઘણી જગા છે."

"પણ તે બાજુ લક્ષ્મીબહેન છે."

"લક્ષ્મીબહેન, જરા આઘા ખસશો.

"લ્યો ને ભાઈ."

"લ્યો બેસો હવે ધીરૂભાઈ, હવે તો જગા થઈના ?"

*   *   *

" પણ તમે ક્યાં બેસશો ?"

"હું મારી જગાએ બેસીશ."

"અહીં બેસોને ?"

"ના, કોઈની જગાએ નહિ બેસું."

"પણ બેસોને ?"

"ના એમ ના બેસાય."

# બતાવો, બતાવો.

“બાપુ અમારી નિશાળમાં તો રોજ તપાસ ચાલે.”

“શેની ?’

“બતાવો બતાવો બતાવોની.”

“એ તપાસ તે કેવી ?”

“એ તો એમ કે પહેલાં અમને હારબંધ ઊભાં રાખે, કહે કે “એક કતાર. તપાસ ચાલુ.”

“પછી ?”

“પછી બોલે, “નાક બતાવો.” અમે નાકનું ટેરવું ઊંચું રાખી ઊભા રહીએ.”



“પછી ?”

“ પછી, લલ્લુભાઈ નીચા નમીને અમારાં બધાંનાં નાક જોઈ જાય. કોઈના નાકમાં શેડા હોય તો કહેશે, “જાઓ, નાક ધોઈ આવો.”

“પછી ?”



"પછી કહેશે જીભ બતાવો, દાંત બતાવો, નખ બતાવો, કોણી બતાવો, કાન બતાવો, પગ બતાવો, વાળ બતાવો, બતાવો બતાવો બતાવો……"

પછી અમે એક પછી એક અંગ બતાવીએ અને લલ્લુભાઈ જોઈ જોઈને કહેતા જાય, "બરાબર, બરાબર, અચ્છા, અચ્છા."

"પછી ?"

"પછી બધી તપાસ થઈ ગયા પછી અમને કહેશે, "તપાસ ખલાસ. સૌ સૌને કામે ?"

"એમ ? તારે તો બાપુ, તારી નિશાળમાં ભારે ગમ્મત. અમારી નિશાળમાં તો એવું કંઈએ નહિ. ત્યાં તો ચૂપ બેસી જાઓ. ચૂપ ગડબડ નહિ."

# અમારો ગોળો.



અમારો ગોળો બહુ ચોખ્ખો છે,
એમાં પાણી ગરણાથી ગળાઈને જ ભરાય.
વળી પાછું ગરણું રોજને રોજ ધોવાય.
ગરણું ધોવાને માટે અમે સાબુ વાપરીએ છીએ.
રોજનું રોજ પાણી નવું જ ભરાય.
રોજ જૂનું પાણી બા ગોળામાંથી કાઢી નાખે.
જૂનું પાણી કાઢે ત્યારે અંદર હાથ નાખી

ગોળો ખૂબજ વીંછળે. અંદર લીલ કે કચરો બાઝવા જ ન દે.

ગોળો બહારથી પણ સીંદરી ઘસીને સ્વચ્છ જ રાખે.

પછી એમાંથી પાણી કેમ લેવાય ખબર છે ?

જેને જે મરજીમાં આવે તે બોળે ને પીએ એમ નહિ.

બા કહેશે એમ તો ગોળો એઠો થાય.

અમને દરેકને એક એક પ્યાલો આપેલો છે.

ગોળા પાસે એક લોટી મૂકેલી છે.

જેને પાણી જોઇએ તે લોટી વડે પાણી કાઢે ને લે.

એકલી લોટી જ ગોળામાં જાય અને આવે.

અને લોટી પણ રોજની રોજ અંદર બહાર મંજાય.

લોટી તાંબાની છે અને મંજાવાથી ચળકતી રહે છે.

એમ છે ત્યારે. કહો જોઇએ અમારો ગોળો સાચેજ ચોખ્ખો ખરો ના ?

સાચેજ તમારો ગોળો ચોખ્ખોસ્તો.

# ભાઈ અને બહેન.



એક ભાઈ હતો,
એક બહેન હતી.
ભાઈ મોટો હતો,
બહેન નાની હતી.
ભાઈ ભલો હતો,
બહેન ભલી હતી.
ભાઈ દાતણ કરે,
બહેન દાતણ કરે..
ભાઈ છાશ પીએ,
બહેન છાશ પીએ.

ભાઇ ઘર વાળે,
બ્હેન ઘર વાળે.
ભાઇ પાણી ભરે,
બ્હેન પાણી ભરે.
ભાઇ વાસણ ઘસે,
બ્હેન વાસણ ઘસે.
ભાઇ કપડાં ધુએ,
બ્હેન કપડાં ધુએ.
ભાઈ ભણવા જાય,
બ્હેન ભણવા જાય.
ભાઇ રમવા જાય,
બ્હેન રમવા જાય.
એક ભાઇ હતો,
એક બ્હેન હતી.

# આજથી મારો આરામ ગયો.

[૧]

ઝાડ હતું. તેને એક થડ હતું.
થડને ઘણી ડાળીઓ હતી.
ડાળીએ ડાળીએ અગણિત પાંદડાં હતાં.
પવન આવે ત્યારે ઝાડ આખું ડોલે.
વરસાદ આવે ત્યારે ઝાડ આખું ન્હાય.
ઠંડી આવે ત્યારે ઝાડ આખું ધ્રૂજે.
તડકો પડે ત્યારે ઝાડ આખું તપે.
તોયે ઝાડ મોટું ને મોટું થાય.
ઝાડ મોટું થાય ને એને ફૂલ આવે.
એનાં ફૂલ ખરી જાય ને ફળ બેસે.
ફળ બેસે ને ઝાડ નીચું નમે.
નીચું નમીને ઝાડ નીચે આવે.
પક્ષીઓ આવે ને ઝાડનાં ફળ ખાય.
માણસો આવે ને ઝાડનાં ફળ ખાય.
જેમ જેમ ફળ ખવાય તેમ ઝાડ રાજી થાય.

[૨]

ઝાડ હતું. તેને એક થડ હતું. થડને ઘણી ડાળીઓ હતી અને ડાળીએ ડાળીએ અગણિત પાંદડાં હતાં.

એક દિ' વંટોળિયો આવ્યો. ઝાડનાં પાંદડાં ખેરી નાખ્યાં. ઝાડની ડાળીઓ વીંઝી નાખી. ઝાડનું થડ હલાવી નાખ્યું. બીજે દિ' વંટોળિયો આવ્યો ને ઝાડના થડને ખેંચી નાખ્યું. ઝાડને એણે ફેંકી દીધું.

ઝાડ પર બેસનારાં પંખીઓ બોલ્યાં,
"આજ અમારો આરામ ગયો,
આજ અમારો વિરામ ગયો."
ઝાડના છાંયે બેસનાર ઢોર બોલ્યાં,
"આજ અમારો છાંયો ગયો,
આજ અમારો શીળો ગયો."
ઝાડનાં ફળ ખાનારાં માણસો બોલ્યાં,
"આજ અમારાં ફળ ગયાં,
આજ અમારા સ્વાદ ગયા.

પંખીઓ, પશુઓ અને માણસો ભેગાં થયાં. તેઓ ઝાડની જગાએ બેઠાં ને શોક કર્યો. તેમની આંખમાંથી આંસુની ધાર ચાલી.

ત્યાંજ ઝાડનું એક બી હતું. આંસુથી એ બીજ પલળ્યું. પછી તો વાદળાંએ પાણી મોકલ્યું. સૂરજે તડકો મોકલ્યો. પવને પંખો નાખ્યો ને ઝાડનું બી ઊગ્યું. એજ જગાએ, એવું જ થડ, એવીજ ડાળીઓ ને એવાં જ પાન. પંખીઓ, પશુઓ ને માણસો રાજી થયાં. હાશ, હવે થોડા વખતમાં ઝાડ મોટું થશે અને આપણે સૌ મજા કરશું.



# શિશુસાહિત્ય માળા

સંપાદક: વજુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીના બાળકો વાંચી શકે તેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| રઘુરાજા અને બીજી વાતો | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | મોંઘીબેન |
| કેસરીસિંહ | મોંઘીબેન |
| અમથારામ | સોમાભાઇ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | સોમાભાઇ ભાવસાર |
| કેમ રહેવાય | ગિજુભાઇ |
| ફુલોની સુગંધ | ગિજુભાઇ |
| આપણી વનસ્પતિઓ | ગિજુભાઇ |
| ૧૯૩૦ની લડાઇ | રામભાઇ પાઠક |
| વાર્તા ગુચ્છ | ગિરીશભાઇ |
| અમારૂં પતંગીયું | વજુભાઇ દવે |
| પુંડરીકનાં બાલગીતો | પુંડરીક |
| આપણું ગામ | વજુભાઇ દવે |
| વાર્તા મંજરી | સોમભાઇ પટેલ |
| બારોટના ઉખાણા | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | મયંક |
| રૂપ સુંદરી | ચંદ્રભાઇ ભટ્ટ |
| ફરવા જતાં | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ:

**જેચંદ તલકશી એન્ડ સન્સ**

એમ્પાયર બીલ્ડીંગ, હૉર્નબી રોડ, **મુંબાઇ**